# ફ્લોરેન્સ નાઇટિંગેલ

એમ્મા ફિશેલ



# ફ્લોરેન્સ નાઇટિંગેલ

"ચાલો યુરોપ ની એક લાંબી યાત્રા કરીયે," મિસેસ નાઇટિંગેલે મિસ્ટર નાઇટિંગેલ ને કહ્યું, "જેમ કે અમીર લોકો કરે છે."

જ્યાં સુધીમાં તેઓ ઘરે પાછા ફર્યા ત્યાં સુધીમાં એમને બે બાળકો થઈ ગયા હતા. પ્રત્યેક નું નામ એમણે એ શહેર ના નામ પર રાખ્યું જ્યાં બાળક પેદા થયું હતું. પાર્થેનોપ અને ફ્લોરેન્સ.



પાર્થેનોપ ફ્લોરેન્સ



નાઇટિંગેલ પરિવાર ડર્બીશાયર ના એમના ઘર માં રહેતા હતા. એ એક બહુ મોટું ઘર હતું, પણ એ મિસેસ નાઇટિંગેલ માટે એટલું મોટું નહોતું.

એટલે એમણે હૅમ્પશાયર માં પણ એક મોટું ઘર ખરીદ્યું.

ફ્લોરેન્સ પાસે રમવા માટે બહુ બધા રમકડાં ને પાલતુ જાનવર અને સત્યાવીસ પિતરાઈ ભાઈ-બહેનો હતા.



એ સમયે છોકરીઓ નું જીવન બહુ અલગ હતું. ત્યારે ગરીબ છોકરીઓ માટે સ્કૂલ ન હતી અને અમીર છોકરીઓ ને પણ બહુ ભણાવવામાં આવતી ન હતી.

જોકે, ફ્લોરેન્સ એના પિતા ને લીધે ઘણું શીખી.

ફ્લોરેન્સ ની માઁ ચિંતિત હતી. "કોઈ પણ ચતુર છોકરીઓ ને પસંદ નથી કરતુ!" એમણે કહ્યું. "પિયાનો વગાડવો, ભરતકામ, ફૂલ સજાવવા - આ જ ફ્લોરેન્સે શીખવું જોઈયે!"

પણ ફ્લોરેન્સ મોટી થઈ ને ફૂલ સજાવવાથી ઘણું વધારે કરવા ચાહતી હતી.

આજે આપણે શેનાથી શરુ કરીશું?

ગ્રીક
લેટિન
જર્મન
ફ્રેન્ચ
ઇતિહાસ
દર્શન

લેટિન!



જયારે ફ્લોરેન્સ સત્તર વર્ષ ની હતી ત્યારે નાઇટિંગેલ પરિવાર ફરી યુરોપ ચાલ્યો ગયો. એમણે ઘણા અલગ-અલગ દેશો ની મુલાકાત લીધી અને ખૂબ મોજ-મસ્તી કરી.




પણ ફ્લોરેન્સ અંત માં કંટાળી ગઈ. ઘરે પાછા ફરવા પર એને ખુશી થઈ.

"હું ઘણી પાર્ટીઓ માં સામેલ થઈ છું," એણે કહ્યું. "હવે મને ગણિત શીખવું છે."




માતા-પિતા ને એ વિચાર બિલકુલ સારો ન લાગ્યો.

એટલે ફ્લોરેન્સે કંઈક એવું કરવાનું વિચાર્યું જે એના માતા-પિતા એને કરવા દેય. એ ગરીબ અને બીમાર લોકો ની મુલાકાત લેવા લાગી. એણે એમની મદદ કરવાની પૂરી કોશિશ કરી.







ફ્લોરેન્સ વધારે જાણવા માંગતી હતી. "મારે હવે એક રુગ્ણાલય માં કામ કરવું જોઈયે," એણે કહ્યું.

રુગ્ણાલય માં કામ કરવાની વાત સાંભળી એના પિતા બહુ ગુસ્સે થયા. એ સમય ના રુગ્ણાલય આજ જેવા ન હતા.

"નર્સિંગ?" એની માઁ એ કહ્યું. "એ તો બહુ શરમ ની વાત છે! એનાથી સારું તો તું રસોઈઘર ની નોકરાણી બની જા!"

પણ એક વ્યક્તિએ ફ્લોરેન્સ નો પક્ષ લીધો. એ સિડની હર્બર્ટ હતા અને એ એક બહુ મહત્વપૂર્ણ વ્યક્તિ હતા.

"નર્સિંગ ને તારા જેવા લોકો ની જરૂરત છે," એણે કહ્યું. "જો તું સાચે શીખવા માંગે છે, તો આ પુસ્તકો થી શરૂઆત કર!"







ફ્લોરેન્સે એ પુસ્તકો લીધા અને એનું ગુપ્ત રીતે અધ્યયન કર્યું.

ફ્લોરેન્સે જેટલું વધારે વાંચ્યું, એટલું જ એ સમજી કે એને વસ્તુઓ ને બદલવાની કેટલી કોશિશ કરવાની છે.









જયારે ફ્લોરેન્સ 29 વર્ષ ની થઈ, રિચાર્ડ મોન્કટન મિલનેસ નામના એક પત્રકારે એની સામે લગ્ન નો પ્રસ્તાવ મુક્યો.

"હું એક સારી નર્સ અને એક સારી પત્ની ન બની શકું," ફ્લોરેન્સે ઉદાસ થઈ ને કહ્યું. "મારે ના કહેવી પડશે."



"અમે તને વિદેશ મોકલશું," ફ્લોરેન્સ ની માઁ એ કહ્યું. "પછી નર્સ બનવાની તારી આ પાગલ ઘેલછા તારા દિમાગ માં થી હંમેશ માટે નીકળી જશે."

કૈસરવર્થ ઇન્સ્ટિટ્યૂટ
સ્વયંસેવક નર્સો નું હંમેશા સ્વાગત!




પણ માઁ એ જેવું વિચાર્યું હતું તેવું થયું નહીં. અસલ માં એનાથી ઊંધું થયું. જયારે એ વિદેશ હતી ત્યારે ફ્લોરેન્સ ને શીખવા માટે યોગ્ય સ્થળ મળ્યું. અને ત્યાં એને રોકવાવાળું કોઈ ન હતું.

રુગ્ણાલય માં ફ્લોરેન્સ રોજ સવારે પાંચ વાગ્યે ઉઠતી હતી અને એ મોડી રાત સુધી કામ કરતી હતી.

જયારે ફ્લોરેન્સ એના બીમાર પરિવાર ને સ્વસ્થ બનાવવા કામ કરી રહી હતી ત્યારે એની ખ્યાતિ દૂર-દૂર સુધી ફેલાઈ રહી હતી. ફ્લોરેન્સ ને એક મોટું રુગ્ણાલય ચલાવવાનું કહેવામાં આવ્યું.




ત્રણ મહિના પછી જયારે એ ઘરે ગઈ, તો એને એનાજ ઘર માં ઘણું કામ મળી ગયું.

ફ્લોરેન્સે જલ્દી અનુભવ કર્યો કે રુગ્ણાલય ચલાવવાનો મતલબ હતો, ત્યાં એને બધું જ કરવું પડતું હતું. એ સમયે ત્યાં કોલેરા મહામારી ફાટી નીકળી.




હજારો લોકો બીમાર થઈ ગયા. પછી ફ્લોરેન્સ કોલેરા પીડિતો થી ભરેલી હોસ્પિટલ માં ચાલી ગઈ.



પરિવાર ને એની બહુ ચિંતા હતી. કોલેરા લાગવો બહુ આસાન હતું અને એ બીમારી થી ઘણા લોકો નું મૃત્યુ થઈ ચૂક્યું હતું.

થોડા સમય માં ખરાબ સમાચાર આવ્યા.



ધ ટાઈમ્સ  14 ઓક્ટોબર 1854

14 October 1854

યુદ્ધક્ષેત્ર ની તુલના માં હોસ્પિટલો માં વધારે લોકો મરે છે - વિલિયમ હોવર્ડ રસેલ

પણ બીમારી જ એકમાત્ર ખતરો નહોતી. રૂસ અને તુર્કી વચ્ચે યુદ્ધ છેડાઈ ગયું હતું. એક વર્ષ પછી, બ્રિટન અને ફ્રાન્સ પણ રૂસ વિરુદ્ધ ખડા થઈ ગયા હતા.

ઘાયલ સૈનિકો ને તુર્કી ના સ્કુટરી નામના સ્થાન પર લઈ જવામાં આવતા હતા. પણ ત્યાં ડોક્ટરો ની મદદ માટે એક પણ નર્સ ન હતી.

"સૈનિકો કારણ વગર મરી રહ્યા છે. મારે કંઈક કરવું જોઈયે," ફ્લોરેન્સે વિચાર્યું.

પછી ફ્લોરેન્સે સિડની હર્બર્ટ ને લખ્યું ...




જેવો સિડની હરબર્ટે ફ્લોરેન્સ ને લખ્યું હતું.




સિડની હરબર્ટે ફ્લોરેન્સ ને સ્કુટરી માં હોસ્પિટલ ચલાવવા કહ્યું. થોડા સમય માં ફ્લોરેન્સ અને 38 નર્સો તુર્કી માટે રવાના થઈ.




એ 4 નવેમ્બર, 1854 માં સ્કુટરી પહોંચી. ફ્લોરેન્સ હવે 34 વર્ષ ની હતી.

ત્યાં નું રુગ્ણાલય અંધારું અને ગંદુ હતું. બધે ઘાયલ સૈનિકો પડયા હતા અને મરી રહ્યા હતા. સાથે-સાથે બીજા ઘાયલ સૈનિકો લગાતાર આવી રહ્યા હતા.

ત્યાં બધું ગંદુ હતું. સાફ પાણી ન હતું, દવાઓ ન હતી, પટ્ટી સુદ્ધા ન હતી, સાબુ અને ટુવાલ પણ ન હતા.

અધિકાંશ સૈનિકો ની હાલત સુધરવા ને બદલે બગડી રહી હતી.



"સૌથી પહેલા સૈનિકો ને સાફ-સુથરા કરીને એમને સારી રીતે ખવડાવવું જોઇએ," ફ્લોરેન્સે કહ્યું. પછી એ અને એની નર્સો એ કામમાં લાગી ગઈ.



ફ્લોરેન્સે એક ઘર ભાડા પર લીધું. ત્યાં એણે સૈનિકો ની ચાદરો અને કપડાં સાફ કરવા માટે ધોબીઘાટ બનાવ્યો.

એ ઊંઘવા માટે પણ બહુ ઓછો સમય કાઢતી.



એને રોજ નવી-નવી સમસ્યાઓ ઉકેલવી પડતી હતી.

"યુદ્ધકાળ માં રુગ્ણાલય કેમ ચલાવવું એ એક મહિલા ને શું ખબર હોય?" એમણે કહ્યું.









એનાથી પણ બુરી વાત એ હતી કે થોડા ડોક્ટરો પણ ફ્લોરેન્સ ને ચાહતા ન હતા. સેના ના થોડા અધિકારી પણ એને નાપસંદ કરતા હતા.

પણ ફ્લોરેન્સે ધમકાવીને લોકો પાસે કામ કરાવ્યું. પછી ધીરે-ધીરે હોસ્પિટલ સુધરવા લાગી.

ઘાયલ સૈનિક ફ્લોરેન્સ ને ચાહતા હતા. એણે એમને સારા કરવા એ બધું કર્યું જે શક્ય હતું.

એણે ઇંગ્લેન્ડ થી પુસ્તકો અને રમત અને ફ્રાન્સ થી શતરંજ મંગાવ્યા.

એણે એ સૈનિકો માટે પત્રો પણ લખ્યા જે પોતે લખી નહોતા શકતા.



અને દરેક સાંજે એ સૈનિકો ને શુભરાત્રી કહેવા માટે દરેક વોર્ડ ના ચક્કર લગાવતી હતી.




સૈનિકો એને " ફાનસવાળી મહિલા" (લેડી વિથ થ લેમ્પ) કહીને બોલાવતા.

એ દરમ્યાન ફ્લોરેન્સ પોતે બહુ બીમાર પડી ગઈ. બાર દિવસ સુધી કોઈને ખબર ન હતી કે એ જીવશે કે મરી જશે.

ત્યાં સુધીમાં, ઇંગ્લેન્ડ માં લોકો એના વિષે અને એના બહાદુરીભર્યા કામ વિષે ઘણું બધું જાણી ગયા હતા.

બધા લોકો એના સમાચાર જાણવા માટે બેચેની થી રાહ જોતા હતા.

જયારે યુદ્ધ સમાપ્ત થયું, ત્યારે ઇંગ્લેન્ડ માં એના સ્વાગત માટે સમારોહો ના આયોજન ની યોજના બનાવવામાં આવી.

પણ ફ્લોરેન્સ એ બધી ખોટી હલફલ નહોતી ચાહતી, એટલે એણે એ બધા ને બેવકૂફ બનાવ્યા.



મહારાણી વિક્ટોરિયા એ ફ્લોરેન્સ ને સ્કોટલેન્ડ માં એની સાથે રહેવા માટે આમંત્રિત કરી.




ફ્લોરેન્સે રાની ને સ્કુટરી ની ભયાવહતા વિષે બતાવ્યું. "અને જો આપણે ચીજોને નહીં બદલીયે, તો એજ દુર્દશા ફરી થશે," એણે કહ્યું.

પછી ફ્લોરેન્સે મહારાણી ને એના થોડા વિચાર બતાવ્યા.



"અમે ફ્લોરેન્સ ના જ્ઞાન અને અનુભવ થી બહુ પ્રભાવિત છીએ," રાણી એ કહ્યું.




ફ્લોરેન્સ કેવળ સેના ની હોસ્પિટલ ને બદલવા નહોતી ચાહતી.

એણે એ વર્કહાઉસ ની મુલાકાત લીધી, જ્યાં સૌથી ગરીબ લોકો રહેતા હતા. એ ઝુગ્ગી-ઝૂપડાંઓ ના ચક્કર લગાવતી હતી, જ્યાં ઘરો માં એક સાથે ઘણા લોકો રહેતા હતા અને બીમારીઓ તેજી થી ફેલાતી હતી.

શું ખોટું હતું, એ જાણવાની કોશિશ કરી, અને ચીજોને વધારે સારી બનાવવાના રસ્તા શોધ્યા.

એણે મહત્વપૂર્ણ લોકો ને એ બતાવ્યું કે એમણે શું કરવાની જરૂરત છે, ભલે એમાંથી ઘણાખરા લોકો એ એની વાત ને નજરઅંદાજ કરી.

પણ ધીરે-ધીરે, એણે એના કામ પૂરા કર્યા.






ગરીબ લોકો ને જલ્દી મરવા થી રોકવાના દસ રસ્તા.

સિડની હર્બર્ટ ફ્લોરેન્સ વિષે ચિંતિત હતા. "તમે બહુ વધારે કામ કરી રહ્યા છો," એમણે કહ્યું.

"પર્યાપ્ત નથી, સિડની!" ફ્લોરેન્સે કહ્યું. "અને હવે મારી પાસે ભારત માં સ્થિતિ સુધારવા માટે પણ થોડા વિચારો છે!"

જોકે ભારત બહુ દૂર હતું, પણ એ સમયે ત્યાં અંગ્રેજો નું શાસન હતું. ત્યાં લાખો ની સંખ્યા માં બીમારી અને ભૂખ થી લોકો મરી રહ્યા હતા.

ફ્લોરેન્સે પૂરા ભારત માં ડોક્ટરો ને પત્ર લખ્યા. એમને ઘણા સવાલો પૂછ્યા.






અને એને ઘણા જવાબો પણ મળ્યા. એ બધા ઉત્તરો એણે ભારત ની સમસ્યાઓ પર એના એક અહેવાલ માં લખ્યા. એ અહેવાલ બે હજાર પાના જેટલો લાંબો હતો.

નર્સો માટે એક પ્રશિક્ષણ સ્કૂલ સ્થાપિત કરવામાં આવી અને એનું નામ ફ્લોરેન્સ ના નામ પર રાખવામાં આવ્યું. પ્રશિક્ષણ દરમ્યાન છાત્રો હોસ્પિટલ માં જ રહેતા હતા.







ચાલીસ અને સાઠ ની ઉંમર વચ્ચે ફ્લોરેન્સ બહુ બીમાર રહી. પણ પથારીવશ હોવા છતાં એણે ક્યારેય કામ કરવું બંધ ન કર્યું - જોકે એની બિલાડીઓ ક્યારેક-ક્યારેક એવું કરતી હતી.

ફ્લોરેન્સ એના છાત્રો પ્રત્યે બહુ દયાળુ હતી. એ એને માટે ચ્હા પાર્ટીઓ આયોજિત કરતી હતી અને એમને રજા પર જવા માટે પૈસા પણ આપતી હતી.

જયારે ફ્લોરેન્સ એંસી વર્ષ ની થઈ ત્યારે એની આંખો ની રોશની એટલી ખરાબ થઈ ગઈ કે એને કામ કરવાનું બંધ કરવું પડયું. એજ વર્ષે મહારાણી વિક્ટોરિયા નું મૃત્યુ થઈ ગયું.

નવા રાજા, એડવર્ડ સાતમા એ ફ્લોરેન્સ ને એક વિશેષ સન્માન આપ્યું, જેને "ઓર્ડર ઓફ મેરીટ" કહેવામાં આવે છે. એ પહેલી વાર હતું જયારે એ સન્માન કોઈ મહિલા ને આપવામાં આવ્યું હતું.



નેવું વર્ષ ની આયુ માં ફ્લોરેન્સ નું મૃત્યુ થઈ ગયું. બધા લોકો ચાહતા હતા કે એના અંતિમ સંસ્કાર વેસ્ટમિન્સ્ટર એબી માં બહુ સન્માન સાથે થાય.




પણ ફ્લોરેન્સે લોકો ને ખોટી હલફલ કરવાની ના પાડી હતી.

## આગળ ની હકીકત

### ડોક્ટર અને નર્સ

ડોક્ટર બનવાવાળી પહેલી બ્રિટિશ મહિલા ને ચિકિત્સા પદ્ધતિ શીખવા અમેરિકા અને સ્વિટઝરલેન્ડ જવું પડયું હતું. એ સમયે બ્રિટિશ વિશ્વવિદ્યાલયો માં કેવળ છોકરાઓ ભણી શકતા હતા.




નાઇટિંગેલ ટ્રેનિંગ સ્કૂલે દેખાડયું કે નર્સિંગ નું કામ પથારી ની ચાદર બદલવા અને દર્દીઓ ને ખવડાવવાથી ઘણું વધારે હતું. પહેલી વાર નર્સો એ યુનિફોર્મ પહેર્યા અને પરીક્ષાઓ આપી.

### દ્રષ્ટિ અને સુગંધ

ફ્લોરેન્સ ના અમુક સુધારા બહુ સરળ હતા, જેમકે હોસ્પિટલ ની બારીઓ ખોલવી! ઘણા લોકો માનતા હતા કે તાજી હવા બીમારી ફેલાવતી હતી અને એટલે બારીઓ શિયાળા ની શરૂઆત માં જ બંધ કરી દેવામાં આવતી હતી.

ઘણા રુગ્ણાલયો માં શૌચાલયો ન હતા, પથારી નીચે શૌચ માટે એક પાત્ર રાખવામાં આવતું હતું. એ ઘણીવાર ભરેલા રહેતા હતા.



ફ્લોરેન્સે એની હોસ્પિટલો માં દર્દીઓ ની પથારી અલગ કરવા પડદા લગાવ્યા. એ પહેલા, મોટે ભાગે ઓપરેશન અન્ય રોગીઓ ની સામે કરવામાં આવતા હતા.

## થોડી મહત્વપૂર્ણ તિથિઓ

ફ્લોરેન્સ નાઇટિંગેલ નો જીવનકાળ

1820 ફ્લોરેન્સ નો જન્મ 12 મે ના  ફ્લોરેન્સ, ઇટાલી માં થયો.

1837 વિક્ટોરિયા ઇંગ્લેન્ડ ની મહારાણી બની. ફ્લોરેન્સ યુરોપ ની સફરે ગઈ.

1851 ડસેલડોર્ફ, જર્મની ના કેસરવર્થ માં ત્રણ મહિના કામ કર્યું.

1853 લંડન ના હાર્લે સ્ટ્રીટ માં એનું પહેલું રુગ્ણાલય ચલાવ્યું.

1854 ક્રિમીયા યુદ્ધ શરુ થયું. નવેમ્બર માં ફ્લોરેન્સ સેના ની હોસ્પિટલ માં કામ કરવા તુર્કી ની સ્કુટરી ગઈ.

1855 ફ્લોરેન્સ બહુ બીમાર પડી પણ સાજી થઈ ગઈ.

1856 યુદ્ધ સમાપ્ત થયું. ફ્લોરેન્સ ઇંગ્લેન્ડ પાછી ફરી અને મહારાણી વિકટોરિયા ને મળી.

1860 લંડન માં નર્સો માટે નાઇટિંગેલ ટ્રેનિંગ સ્કૂલ ખોલી.

1901 મહારાણી વિક્ટોરિયા નું નિધન.

1907 ફ્લોરેન્સ ઓર્ડર ઓફ મેરીટ થી સન્માનિત.

1910 13 ઓગસ્ટ ના ફ્લોરેન્સ નું મૃત્યુ થયું.